## કડવું બીજું

કનક ઈંઢાનીને કંડીઓ, મહીજુગતે બેસાર્યો જદુવીર ભાઈ;
સંઘાવતીયે શીરપર લીધાને ભીંજાણું સતી કેરૂં ચીર ભાઈ
નગરના લોકજ ટોળે મળ્યાને જોવાને વરણ અઢાર ભાઈ;
અનેક વાણી ઓચરેને હાંસી કરેરે હજાર ભાઈ,
ઉનાં જળ મેલીને સ્નાન કરાવ્યાંને,
પોઢાડયા પલંગ વિશાળ ભાઈ,
ભાવે કરીને ભોજન લાવ્યાને મીઠા મેવાને પકવાન ભાઈ;
ચંદન ચરશેને ચરણઓશરેને, વીંજણે ઢોળે વાય ભાઈ.
હાથ જોડીને હરીજન ઉભાને આરોગો ભગવાન ભાઈ,
અનુસંદેહ મુને અગ્નિ કરે છે,
મારે છે માટી આર ભાઈ
ઓતમ વરણ તમે કેમ કરશોને હંયે કરોને વિચાર ભાઈ;
કસાઈ વાડેથી તુરત મંગાવીને,
મેલી છે લોકની લાજ ભાઈ,
ભાગ્ય વિના દીનાનાથ પધાર્યાને ધન્ય ઘડી મારે આજ ભાઈ
નવાં નવાં રૂપજ અમે ધરીએને રહીએ છીએ વનમોઝાર ભાઈ.
અઘોરપંથી મારે આહાર માણસનો
ઘર માટીનો નથી પ્યાર ભાઈ
નરને નારી એકઠાં મળીયાંને, હવેથી શો કરવો ઉપાય ભાઈ
પ્રભુ જોવાને આવ્યા પારખુ,
જો ના પાડીએ તો સત્ય જાય ભાઈ,
પુત્રને ચાલ્યા પુછવાનેરે નિશાળે શેઠ શગાળ ભાઈ,

મલૈયો કહે છે સત નવ છોડીએ, મરને જડા મુળથી જાય ભાઇ,
આવે કરીને ભોજલ બોલ્યા, ધણી અટક પડે ઓળખાય ભાઇ.

કડવું ૩.

આતે કાયા મારી અંતે પડવાની,
એમ બોલ્યોછે બુધીવંત બાળ ભાઇ,
સાધુને હાથે મારૂં મોત સુધરશેને,
ટળશે જનમની જંજાળ ભાઇ
આગે મોરધ્વજે અંગ વેરાવ્યાંને,
કરણે કીધાં કાયાનાં દાન ભાઇ.
શીબી રાજાની માટી છાત્રે જોખાણીને,
તારે રીજ્યા હતા ભગવાન ભાઈ.
હરચન રાજાને માથે હેલ પાણીનીરે,
દંવે નાખ્યો તો માથે દંડ ભાઇ.
તોય સત્યવાદી સત્ય નવ છોડે
મરને ભાંગી પરે બ્રહ્માંડ ભાઇ
દધીરૂષીને જ્યારે દેવતા જાચ્યા,
જેના વાસના કરવાતાં વજર ભાઈ.
કુવાડે અંગ માંડયાં કાપવા તોયે,
બોલે નહીં બુધીનો સાગર ભાઈ.
શીર મળે પણ સામો નહિ મળે,
મારે ઘેર મોહન થયા છે મેમાન ભાઇ.
આવે અવસર પાછો પગ કેમ ભરીયેને,
તન મન ધન કુરબાન ભાઇ.

હાર ન પામો તમે હીમત રાખોને,
જોજો મોટાઓના મરમ ભાઇ.
પરમારથ કારણ મરને પ્રાણ હોમાય
નહિ છોડીએ સત્ય ધરમ ભાઈ.
એટલો પડકારો જ્યારે પીતાને કીધો,
તારે હરિજન થયા હુંશીયાર ભાઇ.
સુતનાં વચન સાંભળીને છાતીમાં પડી ગયા સાર ભાઈ.
ચાક ઉપરથી જેમ પીંડો ઉતારે,
એમ ચેલૈયે ઉતાર્યું એનું શીશ ભાઇ.
અરપણ કરીને આગળ ઉભા તારે,
જોઇને રહ્યા જુગદીશ ભાઈ.
બઉ નામી કહે છે બાઇને,
સતિ સજોને સોળે શણગાર ભાઈ.
હસતાં ને રમતાં એણે સમો સુધારોને,
રોતાં નહિરે લગાર ભાઈ.
કળપેલ દાન અમે લેતા નથીને,
એવી આધુની ભારે ટેવ ભાઈ.
ભાવે કરીને ભોજન બોલ્યાને,
તૈયાર આલોને તતખેવ ભાઇ.

કડવું ૪ થું.

નવાં નવાં આભુષણ પેહેરીનેરે,
ચેલૈયો સુધાર્યો તેણી વાર ભાઇ.
ભાવે કરીનેરે ભોજન નીપાવેને,

આરોગો નંદના કુમાર ભાઇ.

શીશ હતું તે તો શીંકે ચડાવ્યુંને,
કાયા આણી મારે કામ ભાઇ.
મુખે માર્યાની ભાળી ભક્તિ તમારી ને,
મને મેલી આવો મારે ઠામ ભાઈ.
ખાડણીઆમાં શીશ ક્યરાવ્યુંને,
કીધાં કઠણ વચન ભાઇ.
ઈંદ્રતાપ તેનો જીરવી ન શકયોને,
તોડી ભાગ્યો ઈંદ્રાસન ભાઈ.
જમવા ટાણે જોગેશ્વર બોલ્યા,
સાંભળોને મારી વાત ભાઇ.
વાંઝીયાનાં અનની વરત નહી મારેને,
સુરતે કેમ સમાત ભાઈ.
સંધાવતી કેછે તુંને રમત દેખાડું,
તું માટી થાજે મેહેરબાન ભાઈ.
તું આવ્યો મારૂં સત છોડાવાતો,
હું ચલાવું તારો કાન ભાઈ.
પાંચ માસનું વીરજ છે મારેને,
વાંઝીયા નથી દીનાનાથ ભાઈ.
સતિએ ઓદર માંડયું ચીરવા,
ત્યારે હરિએ ઝાલ્યા તેના હાથ ભાઈ.
ધન્ય ધન્ય સતિ ધરમ તુમારોને,
મેં જોયું મરજીવાનું મન ભાઇ.

પુત્રને વેધી માફે સનમાન કીધુ,
એમ મુખથી બોલ્યા વચન ભાઇ.
માગ માગ સતિ માગ્યાં આપુ,
એમ કે'છે કરણાનીધાની ભાઇ.
આવી કસોટી મ દેજો કોઇને,
સ્વામી એ માગું વરદાન ભાઇ.
પરીબ્રહ્મ પોતે પ્રગટ જીવેને,
દીન પાંચમે પાર ભાઇ.
ચેલૈયાને સજીવન કીધોને,
ત્યારે વરત્યો જેજેકાર ભાઈ.
ચેલઈયા આખ્યાન જે સાંભળે,
તેનો વૈકુંઠ હોજો વાસ ભાઈ.
ગુરૂ પ્રતાપેરે ભોજલ બોલ્યા તો,
ધન્ય ધન્ય મારા નાથ ભાઈ.

સમાપ્ત.

## ચેલૈયાનુ હાલરડું.

હેરી તારે હાલરડે હડતાળ બાળા ચેલૈયા જીવો ભાઈ.
ચેલૈયા ખમા ખમા. ( ટેક )
હેરી મારા નોંધારાના આધાર,
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલૈયા૦
હેરી મારે કણ ખુટયારે કોઠાર,
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલૈયા૦

હેરી મારે ચાખડીનો છડીદાર,
બાળા ચેલૈયા જીવો ભાઈ. ચેલૈયા૦
એજી મારે હાલરડે હડતાળ, કુંવર ચેલૈયા ખમા ખમા ભાઈ.
એજી તારા મેહેતાજી જુવે તારી વાટ,
કુંવર ચેલૈયા ખમા ખમા ભાઈ.

## ખંડ ત્રીજો.

### સાખી.

અમે જાણ્યું છે ચેલૈયાને પરણાવશું,
જાડી જોડશું જાન.
પણ ઓચીંતા મરણ આવીઆં,
સ્વર્ગ થી ઉતર્યા વમાન. કુંવર.
લીલી હોજો લીંમડી,
એની સીતળ હોજો છાંય;
બંધવ રહેજો બોલણે,
તોય પોતાની બાંય. કુંવર.

### સાખી.

કુવા ઢાંકણ પાવઠું, જગની ઢાંકણ જર
બાપનું ઢાંકણ બેટડો એમ ઘરનું ઢાંકણ નાર. ચેલૈયા.
ફુળ વિના ઝુરે પીંપળી, એમ બંધવ વિનાની ઝુરે બેન
પણ પુત્ર વિના ઝુરે માવડી,
એજી તારે પીંગળે પડીએલ ખોટ. બાળા ચેલૈયા.
હે ઘર નમ્યું તો ભલે નમ્યું, વળીતું કયાં નમ્યોજ ઘરનો મોભ

જેના ઘરમાંથી કંપોતર ઉઠયાં,
તેને જનમો જનમનો શોગ. ચેલઈયા.
જે માતાના મેણા ફુવાડો, તેથી મેલો લોક;
તેથી મેલો શગાળશા વાણીઓ,
એતો મુવે ન પામ્યો મોક્ષ. બાળા ચેલૈયા.
હાથે પોંચી હેમની, વળી ગળે એકાવળ હાર,
જેને આંગણે નહીં દીકરો,
ફેરી તેના મંદીરીયાં સુંનકાર. બાળા ચેલૈયા.
ભાઈ મરે ભવ હારીએ બેની મરે દશ જાય,
બાળાપણમાં જેનાં માવતર મરે,
તેને ચોદશના વા વાય. કુંવર.
ચેલૈયાને સજીવન કીધો, લાગ્યાં પ્રભુને પાય,
ભોજલના સ્વામીને ભેટતાં પંડનાં પ્રાયચીત જાય. કુંવર.

## ગોપીચંદનું ભજન ૪૬

### ખંડ ( ૧ )

હરી ગુરૂ સંતને સમરીએને ચોથા ગુણપતિ દેવા,
જેને સમરે સુખ પામીએને વિદ્યા તણા ઉપદેવા.
ઓતરા ખંડના રાજીઆ ને ગોડબંગાળા ગામ,
તલકચંદ રાજા રાજ કરે ને ઘેર પતિવ્રતા નાર.
સામે ગામથી ચોર આવ્યાને આવ્યા વન મોઝાર,
વનમાં વસે એક જોગીયોને પ્રકમા કરી લાગ્યા પાયજી.
ચોરે ચોર બોલીયાને જઈ ખંગાળા માંડી

મુખે ચોરી કરી આવિયે તો દેશું બાવાને ચોથ ભાગ.
ત્યાંથી ચોર ચાલિયાને આવ્યા બંગાળા પાસ.
મસાણુની રાખ લઇને ગયા શહેર મોઝાર;
તીજુરીમાં ખાતર દીધાં ગાંઠડી બાંધી ચાર,
કુંચી કમાડની ખોલતાં ભાળ્યો મેણુાવંતીનો હાર;
ચારે મન વિચારીયુંને સાંભળો ભાઈ એક વાત,
હાર નાંખશું બાવાની ડોકમાં પાડશું ચોથ ભાગ;
ત્યાંથી ચોર ચાલીયાને આવ્યા વન મોઝાર,
હાર નાંખ્યો બાવાની ડોકમાં પુગતો કર્યો ચોથ ભાગ;
પ્રભાત થયુંને સોરભયો ચોપદાર જાગ્યા તેણી વાર,
આપણી તીજોરીમાં ખાતર દીધાં ધન ચોરાણું અપરંપાર;
મોલમાં જાગી મેણાવંતી ન ભાળ્યો રત્નહાર,
ત્યાંથી દાશી દોડી આવી રાજા આગળ ફરિયાદ.

ખંડ ( ૨ )

કોપ કરી રાજા બોલીયો જાઓ ચોપદાર આણીવાર,
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હાર ને માલ.
ત્યાંથી સીપાઈ ચાલીયાને આવ્યા વનખંડી મોઝાર;
હાર ભાળ્યો બાવાજીની ડોકમાં સરવે થયા હુંશિયાર,
હાર લઈ સાડીકો ચાલિયોને આવ્યો રાજાની પાસ;
રાતની કરે બાવો ચોરીયોને દિવસનો માગે લોટ,
ક્રોધ કરી કરી રાજા બોલિયાને જાઓ સાડિકો પાસ;
એ બાવાને મારી કરીને વેહેલા આવો આંચ;

ત્યાંથી સાડિકો ચાલિયોને આવ્યો ચોપદાર પાસ,
રાજાએ હુકમ આપીઓ બાવાને મારો ઠાર;
તરવાર બંદુકથી બાવો ન મરે શું કરશું તેનો ઉપાય;
રાજા કને આપણે જઇએને એનો કરીએ ઉપાય,
ત્યાંથી બાવાને લઇને ચાલ્યા લાવ્યા વાડી મોઝાર;
તોપને ગોળે બાવાને મારો શું કરો છો વિચાર;
ત્યારે રાજા બોલીયો સાંભળો ભાઇ વાત.
એ બાવાને નાંખો વાવમાં ઉપર પુરો પથરને લાદ;
ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ મોઝાર.
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળ રાજા વાત;
અમારાં ભજન ચુકાવીયાં સમાધી ખોલાવી આ વાર,
એક માસમાં મૃત્યુ તારૂં થશે લાગ્યા જોગીના શરાપ;
હાથ જોડીને રાજા બોલિયાને સાંભળો જોગી માહારાજ.
તમે કીધું તે કબુલ છે પણ રાજ નિરવંશ જાય;
ત્યારે જોગીને દયા આવીને સાંભળ રાજા વાત.
એક પુત્ર તારે થાશે ગોપીચંદ એનું નામ,
નથી સુણ્યો નથી સાંભળ્યો નહિ કહિ એને ગાય,
ગુરૂને પ્રતાપે ભોજલ ભોલ્યાને ખંડ બીજો પુરો થાય.

## ખંડ ( ૩ )

ઉંચાં મંદિર માળીયાંને નીચા ગોપીચંદ નાથ,
હાથ પગ ચોળે એની ઓઉં મોલુમાં રૂએ એની માય;
રાજા ગોપીચંદ જનમીયા વાગી રૂડી વધાઇ
જોશી તેડાવ્યા શહેરના રૂડા જોસ જોવરાઇ;

કયા નખેતરમાં રાજા જન્મીયા કેવાં કરશે રાજ,
સાચે મોતીએ વધાવીયા બોલો પંડીતરાય;
ગોડ બંગાળાના રાજીયા ગોપીચંદ એનું નામ.
માતાજી મનમાં હરખીયાંને ઘણાં દીધાં છે દાન;
ધન માલ મુકતાફળ આપ્યા બ્રાહ્મણ અનુસાર.
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગળા નાર;
બીજી નારી ત્રણસે સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ
ત્યારે માતાજી બોલીયાં સાંભળ ગોપીચંદરાજ,
તારી દેહ તારા બાપના જેવી મસાણે પરજલે થાય.
એક સમે નાહાવા બેઠા નીરખ્યું રાજાનું રૂપ;
ત્યારે માતા મનમાં વિચાર કર્યો રોવા લાગ્યાં તેણીવાર.
નહી વાદળ નહી વિજળી ઠંડાં પડયાં અમને નીર,
આપણા શહેરમાં નહી કોઇ દેખીયું માતા,
તું કેમ રોય મોરી માય.
ગોપીચંદ રાજા એમ બોલીયા કેમ કરછ ઉતપાત,
તારે મીણાવંતી બોલીયાંને સાંભળ રાજકુંવર વાત;
એવો બતાવું જોગ તુંને અમર રાખે તારી દેઇ.
અડદના લાવ્ય તું પુતળાં જા જોગીની પાસ,
આપણી ઘોડારમાં ભોંયરૂં ત્યાં નવસે નાથુનો નાથ
ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂની પાસ
પહેલું પુતળું મેલીચુંને ગરૂને નમસ્કાર;
પહેલું પુતળું ઉડી ગયુંરે બીજું કર્યું તૈયાર,
બીજાને જલાવીયુંને ત્રીજું મેલ્યું તેણીવાર;

બીજાને જલાનીંચુને ચોથું ગોપીચંદરાય,
શું હું થાશે માતા તાહારૂ અલ્યા બતાવું ઉપદેશ
ત્યારે ગોપીચંદ બોલીયા હવે આવો ફુંકો મારા કાન
ત્યારે જુનો જોગી બોલીયા
ગોપીચંદને ધીરજ આવી જાલંધર બાવાને લાગ્યા પાય
ગુરૂ ગુરૂ મારા દેવજી અમને આલોને ઉપદેશ.
બાર બેડાંનો બાલીયો ગોપીચંદ પાણી જાય;
નાની એટલી મોરી બેનડી મોટી એટલી મોરી માય.
ઘડો ચડાવા બેની અમને
ઘડુલીયો લાવતાં ગુરૂ લાગી વાર.
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ આવ્યા ગુરૂની પાસ.
આવાં જલ નુગરા કયાંથી લાવ્યો બહુના બંડયા હાથ
એમ કરી ગુરૂજી ઉઠીયા ધોકા માર્યા બે ને ચાર
નથી ગાયોને નથી સાંભળ્યો નહી કવીએરે જોડાય
ગુરૂ પ્રતાપે ભોજલ બોલીઆ ખંડ ત્રીજો પુરો થાય.

## ખંડ ૪ ચોથો.

કયા મુલકનો તું રાજીઓ, કયાં તમારાં ગામ,
કોણ રાજાનો બેટડોને, શું તારૂં નામ.
ઉત્તર ખંડનો રાજીઓ. ગોડ બંગાલા નામ.
તલકચંદ રાજાનો બેટડોને, ગોપીચંદ મારૂં નામ.
વસ્ત્ર ઉતારી અલગ મેલ્યાં. આડબંધીઆ એની પાસ
ગોળી ઝંડા પંતર પાવડી, અલેક અલેક કરતા જાય.

આટે હડતાલ તો પાડીને, ચોરે પડયા પોકાર.
ગોડ બંગાલાનો રાજીઓ જોગી થયા તતકાળ.
રાણી રૂવે રંગ મોહોલમાં, હાથી રૂવે દરબાર.
સેજ પલંગ રાજ છોડી, જોગ પહેર્યો શાને કાજ.
આવી અલેક જગાવીયો, માતા મીણાવંતીને મહેલ.
ભીક્ષા ઘોને મારી માવડી ગુરૂજી જો ત્યાં લાગે વાર.
દેશ જાજે પરદેશ જાજે, જઇશ નહિ બેનીને મહેલ.
માતા રૂવે રૂદન કરીને ભલો બજાવ્યો લેખ.
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ, આવ્યા પીંબળાને મહેલ.
ભીક્ષા આલોને મોરી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર.
ગાંડો થયો રાજા મફર ખાધી, ગાંડો બંગાળાનો રાજ.
મારા રાજાને કોકે કારણ કીધાં, કહ્યું આણીવાર
ગાંજો નથી પીધો માતા મફર નથી ખાધી,
ગાંડો નથી બંગાલાનો રાજ.
ભીક્ષા લઇ રાજા ચાલીઆ, ગયા ગુરૂજીનો પાસ.
પરક્રમા કરી પાયે લાગ્યા, ગુરૂએ કીધો ઉપદેશ
ત્યાંથી ગુરૂ ચેલા ચાલીઆ આવ્યા કાશી મોઝાર.
ગંગા નાહ્યા ગોમતી નાહ્યા નિર્મળ નીર.
તીરથ કરી આવીઆને ગયા બેનીને દેશ.
સારી રીતે ગુરૂને પુંજીઆ ગોપીચંદના ઉતરાવ્યા લેખ.
ત્યાંથી અંવારી મોકલી આવ્યા બંગલા મોઝાર.
બાર વરસ રાજા રાજ કર્યાને, જનમના જોગી.
આય શીખે સુણે સાંભળે, વૈકુંઠમાં હોજો વાસ.

ગુરૂને પ્રતાપે ભોજલરામ બોલીયા, ખંડ પુરો થાય.

## પદ પ્રભાત.

પ્રાણપતિ પરમેશ્વર મહારા સુણીયે અરજી અમારીરે—ટેક.
અધમઉધારણ પતિપાવન , દેવ કહે વિસ્તારીરે;
સુંઢ થકી ગજરાજ ઉગાર્યો, તારી ગુણકા નારીરે—પ્રાણ.
પંચાળીનાં પટકુળ પુરયાં, મેહેર કરી મોરારી;
પ્રેહેલાદ માટે સ્થંભ પ્રગટયા, અર્ભક લીધો તારીરે—પ્રાણ.
રંકા વંકા સજન કસાઈ, ભેટ કરી ભય હારીરે;
તેલ કઢા ટાઢી કરી ત્રીકમ, સુધનવાને ઉગાર્યોરે—પ્રાણ.
કોટી ભગતનાં કામ કરો છો, દયા દીલમાં ધારીરે;
ગુરૂ ગણપત ગોવિંદને ગાતાં, સેજ તરે સંસારે—પ્રાણ.

## ગણપત ભજન ૪૮

( રાગ—આવોને જેસલરાય. )

કરીએ સત્યનો વિચાર;
સતિયા હાયે નરને નાર,
સત્યે ચાલે ચાલે છે સંસાર,
સત્યે મેઘ વરસે ધાર.
આવોને આત્મરાય,
આપણ જ્ઞાન સંભાળીયે,
એવી પ્રેમની તો રીત,
રૂડી પાળીએ હેજી. આવો૦ ૧
બગલો હંસ જેવો થાય,

નિત્ય નીર ના'વા જાય;
જઇને ઉભુરે એક પાય,
ચીતમાં માછલાં ચાહાય. આવો૦ ૨
પીતળ પીળું તો દેખાય,
જ્યારે સોની પાસે જાય;
એતો અગ્નિમાં તપાય,
તારે તેની કીમત થાય. આવો૦ ૩
મોતી મિણીયાં કે'વાય
એનું નિર ઉતરી જાય;
ભાંગે કદી ન સંધાય,
એનું મુલ તે શું થાય. આવો૦ ૪
હીરો ઝવેરી ઘેર જાય,
જ્યારે હરણુમાં હોમાય;
ખમશે ઘણુ કેરા ગાય,
તારે મુલથી વેચાય. આવો૦ ૫
જ્યારે સભાઓ ભરાય,
સાચા સં ભેગા થાય;
સત્યની છાપ તો દેખાય,
ત્યારે ભક્ત તો કહેવાય આવો૦ ૬
ગુરૂ નિગમ વિના ગાય,
એતો મુરખ કહેવાય;
એનો મોક્ષ તો નવ થાય,
નુગરા નરકમાં જાય. આવો૦ ૭

પ્રેમનાં પાપ તો મંડાય.
જસની જ્યોત્ય સો પ્રગટાય;
મનની માંડવી રચાય,
દિલ સુધ દાન તો દેવાય. આવો૦ ૮
ગંગા સમુદ્રમાં જાય,
તારે એક રૂપે થાય;
તેમાં નર ને નારી નહાય,
તેનો મોહોટો છે મહિમાય. આવો૦ ૯
આસન પદમ તો બંધાય,
સોહંમ જાપ તો જપાય;
તારે સીધ કારજ થાય,
ત્રિકુટી ધ્યાનમાં દેખાય. આવો૦ ૧૦
તૃષ્ણા તરત તુટી જાય,
આત્મરૂપ તો ઓળખાય;
તે તો જીવનો શીવ થાય,
એને ગુરૂ ગણુપત ગાય. આવો૦ ૧૧

ભજન ૪૯

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો જુના ધરમ લ્યો જાણી; ટે૦
નદી કીનારે કોઈ નર ઉભો, તરસ્યા નહી સમાણી હેજી;
કાંતો આળસુ અંગ એહનું, સરીતા ખરે સુકાણી,—મારા
કલ્પતરૂ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હેજી;
નહી કલ્પ એ આવળીઓ કે, ભાગ્ય રેખ સેળાણી—મારા

સદ્ગુરૂ સેવે શીશ નવ સુધર્યે, વિમળ મળી નહી વાણી હેજી;
કાં ગુરૂજી છે જ્ઞાન વીનાના, કાં પાપી એ પ્રાણી,—મારા૦
ભક્તિ કરતાં ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હેજી;
કાં સમજણુ તો રહી છે છેટે, નહી નામ નિરવાણી—મારા૦
ચીંતામણી મળી પણ વાહે, ચીંતા નવ ઓલાણી હેજી;
નહી ચીંતામણી નકી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી—મારા૦
મળીયું ધન તોએ મોજ ન માણી, કહું કરમની કાણી હેજી
કાંતો ભાગ્ય બાજાનું ભળીતું, કાંતો ખોટી કમાણી.—મારા૦
અમૃત મળીયું પણ અમર થયો નહી,
પીવાની જુકતી નહી જાણી હેજી.
કાંતો ઘટમાં ગયું નહી કે, પીવામાં આવ્યું પાણી—મારા૦
ધર્મને કર્મ ભક્તી જાણે, ભેદ વિના ધુળધાણી હેજી.
કહે ગણપત સમજી જગો સંતો, પુરી પ્રીત સમાણી—મારા૦

## ભજન ૫૦.

રૂદીયે હીંમત ધરો મારા હરીજન.
રૂદીયે હીંમત ધરિયે હેજી. ટેક.
જાયું તે તો જરૂર જવાનું,
વીઠુલ વરને વરીયે હેજી;
શીર માટે સદ્ગુરૂ મળે તો,
પાછી પુઠ નવ ફરીયે. હરી૦
હરી ભજવામાં હીંમત રાખો,
દુરીજનથી નવ ડરીયે હેજી;

માહા પંથનો મારગ મેલી,
અવર ઠામ નવ ઠરીયે. હરી૦

સમરથ કરીયે સોહંમ રામનું,
વેદ વચન ઉચરીરેજી
આપ અજંપા જુગતિએ જપીએ
ધ્યાન હરીનું ધરીયે. હરી૦

અમૃતરસ અખંડ સ્વામીનો
ભેદ જાણીને ભરીએ હેજી
સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે,
અનુભવને આરદરીએ. હરી૦

કાચા કુંભ સરીખી કાયા
જાતાં વાર ન જરીએ હેજી,
ગોવીંદજીના ગુણ લાવ્યા તો
ભવજળ પાર ઉતરીયે હેજી. હરી૦

મનુષ્ય જન્મ મલ્યો છે મોંઘો
ફંદમાંહી નવ ફરીયે હેજી;
નાભીકમળથી ચલીરે સુરતા,
શ્વાસ ઉસાસે સમરીયે. હરી૦

સાચો સંત સમાગમ કરીયે,
વાણી વિમળ ઉચરીયે હેજી;
કહે ગણપત સદગુરૂને સેવો,
પંથ બીજા પરહરીયે. હરી૦

## ભજન ૫૧.

અગમ પંથ નીરવાણી મારા સંતો,
અગમ પંથ નીરવાણી હેજી, ટેક.
એક થકી અનેક બન્યા ભાઈ,
સહુ પંખી પશુને પ્રાણી હેજી.
કર્મ સંયોગે યોગ કહાવ્યા,
વેદ ધર્મ પરમાની. મારા૦
પતિવૃતા જેમ પતિ તજીને,
પરમ પુરૂષ લે જાણી હેજી;
જાર ધર્મ એ જીવનો જાણે,
પડે ચોરાસી ખાણી. મારા૦
એક ગુરૂને એકજ ઈશ્વર,
એક નામ નીશાની હેજી,
એક ટેક ને એકજ ધારે,
પત ભક્તી સમરાણી. મારા૦
પરંપરાની પાર પ્રભુનો,
વીરલે વાતો જાણી હેજી,
અજર અમરરસ કોઈ જન જીરવે;
મરજીવા લે માણી, મારા૦
સદગુણ નીરગુણથી તો ન્યારો,
ગુણાતીત ગુણ ખાણી હેજી,
જે વસ્તુ જેનાથી ઉપજે,
તે તો તેમાં સમાણી. મારા૦

કોટી કલપથી જન્મ મરણુ છે,
ઉર ભક્તિ નવ આણી હેજી,
ગુરૂ ગમ વિના ગોથાં ખાધાં,
મુવો મતની તાણી. મારા૦

જળહળ જયોત્ય નીરંતર જળકે,
સુરતા ત્યાં ઠરાણી હેજી;
મુળ ધારથી બ્રહ્મરંધમાં,
પીયે ચડીને પાણી. મારા૦

અકળ સકળ ઘટ વ્યાપક સંતો,
પરખો પુરૂષ પુરાણી હેજી;
કહે ગણુપત સદગુરૂની સેવા,
અખંડ ઉરમાં આણી. મારા૦

## ભજન ૫૨.

નમીયા સો નર ભારી,
મારા સંતો નમીયા સો નર ભારી. ટેક૦
પાંડવ સત્ય ધર્મને પાળે,
કૌરવ થયા દુખકારી હેજી;
દગો કરીને દ્યુત રમાડયા,
પાંડવ બેઠા હારી. મારા૦
હરીચંદ્ર હેરાન થયા પણુ,
ધીરજ ઉરમાં ધારી હેજી;
સતીયાચે તો સત નવ મેલ્યુ,

બળીયા દેવમોરારી. મારા૦
જનકવીદેહી જુગમાં દેખ્યો,
વેરાગને જાણે વારી હેજી,
એક હાથ તરીયા તન ઉપર,
બીજે અંગની ઝારી. મારા૦
બળીરાય સરખો કોઇ બળીયો,
બળનેજ ઉંબ હારી હેજી;
તન મન ધન અર્પણ કરી દીધું,
સત્ય રાખ્યું સંભારી. મારા૦
અમરીખ ભક્તિ અતિ આદરી,
દાસી દાસ નરનારી હેજી,
શીરને સાટે સેવા કીધી,
ભેટયાં ત્યાં ભય હારી. મારા૦
મુરધ્વજરાય માહા સત્યવાદી,
દયા દિલ ઉતારી હેજી;
તન તરીયાયે પુસ્તક વેહેરયું,
પરખે પરઉપકારી. મારા૦
રતિ દેવની રીત્ય રૂપાળી,
મનને નાંખીયું મારી હેજી;
પોશણુ અડતાળીશ દીનનાં,
તોયે ટેક ન વીસારી. મારા૦
લઘુતાઇ છે સોથી મોહોટી,
જુઓ બેહ વિચારી હેજી;

ગુરૂ ગણપત ગોવિંદને ગાવા,
પ્રગટ કહું પોકારીરે. મારા૦

## ભજન ૫૩.

ક્ષમા ખડક કર ધારો, મારા સંતો ક્ષમા ખડગ કર ધારો, ટેક.
સત્ય શમશેરને ખાનું બરછી, જ્ઞાન ઘોડો શણગારો હેજી;
લક્ષ લગામ ને પ્રેમ પલાણું, ચિતનો ચાબુક મારો. મારા.
ધીરજની ઢાલ ભજનનો ભાલો, સતનો બકતર સારો હેજી;
કાયા નગરમાં મન મેવાસી વેગેથી વિડારો. મારા.
કામ ક્રોધને મોહ મમત એ, વેરી તમારાં વારો હેજી;
જો જીત્યા તો જગ જશ પામો, હારો તો નરક સુધારો. મારા.
વિચારમાં આયુષ વહિ જાશે, એનો શો ઉધારોજી;
જુગ જેવી પળ એક જાય છે, ગુરૂનું જ્ઞાન વિચારો. મારા.
આ ભવમાં આત્મ આવ્યો એને તો ઉગારો હેજી;
ગણપત કહે ગોવિંદ ભજો તો, આવે દુખનો આરો. મારા.

## ભજન ૫૪.

દીવસ થોડાને જાવું દુરરે, પંથીડા પ્રાણી,
દીવસ થોડાને જાવું દુરરેજી;
સંતો ભાઇરે ઉઠયા ઉતાવળાને ભુલારે પડીયા તો,
થયું છે અતિ અસુરરે. પંથીડા૦
સંતો ભાઇરે પરવારતામાં આવિરે પોગ્યો તો,
કાળ કઠણ વેહેરી કુરરે. પંથીડા૦
સંતો ભાઇરે કોટી જન્મ થકી બિજડાં વાવ્યાં તો,

ઉગ્યા નહિ અંકુરરે. પંથીડા૦
સંતો ભાઇરે આરે સંસાર છે સુપનાની બાજી તો,
જુઠો જાણો જરૂરરે. પંથીડા૦
સંતો ભાઇરે કોટી જન્મ થકિ કષ્ટ પડે છે તો.
ભવ ભાગ્યો ભરપુરરે. પંથીડા૦
સંતો ભાઇરે અતિ વિકટ છે માર્ગ આડા તો,
લુંટાયા કહિ શુરરે. પંથીડા૦
સંતો ભાઇરે કહે ગણપત તમે ગોવિંદજી ભજી લ્યો તો,
નરહરી રાખે નુરરે. પંથીડા૦

## ભજન ૫૫.

સમરી લે સરજનહારરે, પંથીડા પ્રાણી,
સમરી લે સરજનહાર રેજી. ટેક.
સંતો ભાઇરે નાભીકમળથી સુરતાને સાધી તો,
ગગન મંડળ મોજારરે. પંથીડા૦
સંતો ભાઇરે શુન્ય શીખરમાં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ઘરબારરે. પંથીડા૦
સંતો ભાઇરે ત્રિકુટી કમળમાં જોતિરે જળકે તો,
તે શું મેળવ્યા એક તારરે. પંથીડા૦
સંતો ભાઇરે શ્વાસોશ્વાસે સમરણ કરી લે તો,
મટશે તે જમનો મારરે. પંથીડા૦
સંતો ભાઇરે જન્મ્યા પેહેલું જેને પય જમાવ્યું તો,
માતાના તન મોજારરે. પંથીડા૦

ઐસો ભાઇરે કરતાએ કાયા કેવી બનાઈ તો,
એનો ભુલ્યો ઉપગારરે;
ઐસો ભાઇરે ગણપત કેહે ગુરૂ દેવ મળે તો,
એજે તરો સંસારરે. પંથીડા૦

## ભજન. ૫૬

અખંડ અનાદીરે, અનુભવી જે હશેરેજી,
કરશે તે તો ભક્તિ કેરૂ કાજ, સદગુરૂ સેવો સાચા સંતનેરેજી
મહેલી જેને લોકડીયાની લાજ. અખંડ૦
સદગુરૂ શબ્દેરે, કાળજ શોધિયુંજી;
પ્રગટયો જેને પૂર્ણ બ્રહ્માનંદ, મન જેનું માન્યુંરે;
સદા સત સંગમાંરેજી, પડે નહિ પાછો કદી ભવફંદ. અ૦
પ્રેમ તણો પ્યાલોરે, પીધો જેને પ્રિત્યથીરેજી;
રાખી જેને રૂદીયામાં રૂડી રિત્ય, શીરને તો સાટેરે;
સેવો સાચા સંતનરે, હોય કાં પૂર્વ જન્મની પ્રિત. અ૦
ભક્તિને તો ભાવેરે, ભુદર ભેટીયારેજી;
ભાગી જેના મનડાકેરી ભ્રાંત, ગુરૂને પ્રતાપેરે ગળપત ગાયછે
રાખો કાંઈ આપ ચરણમાં દાસ. અખંડ૦

## ભજન ૫૭.

અનુભવી આવોરે, આપણા દેશમાંરેજી;
ભાવથકી ભજીએ શ્રી ભગવાન દેશની તો વાતોરે.
હદથકી દાખિએરેજી હરખે તો કરીએ હરી રસપાન. અનુ૦
પાપિને તો બાંધિ મારે છે માર, ધર્મ કર્મનીરે;

મારી જ્યાં ધારણા વૈષ્ણવનો તો વરતે છે જેજેકાર. અનુ૦
અખંડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી;
રોમે રોમે થઈ રહ્યા રણુકાર, જીવ થાય શીવરે;
જુગતિને જાણુતાંરેજી તેજ તણો મળી રહ્યો એક તાર. અનુ૦
સહુ સઉનુ સમેટીરે, ભળો સતસંગમાંરેજી;
ધરો તમે જગપતિનું ધ્યાન આદિ અંત મધ્યેરે;
માની લેજો માનવીરેજી, ગુરૂ ગણપતનુ એવું છે જ્ઞાન. અનુ૦

## ભજન ૫૮.

ભક્તિ કેરો માર્ગરે, ફુલાં કેરી પાંખડીરેજી;
સુંધે તેનો સ્વાદ રે હાં.—
કરણીના હીણારે શુરા થઇને ચાલશેરેજી,
અને કાયર ખાશે મારરે હાં.— ભક્તિ૦
ધરણીના ધીંગારે, શુરા નર જે હશેરેજી;
અને મરજીવા ખેલે મેદાનરે હાં.— ભક્તિ૦
સ્વાદને સુંધ્યારે, ગોપીચંદ ને ભરથરીરેજી;
એને મનમાં ઉલટયો વૈરાગરે હાં— ભક્તિ૦
ગુરૂને પ્રતાપેરે, જેઠીરામ બોલીયારેજી;
દેજો દેજો સંતોના ચરણમાં વાસરે હાં— ભક્તિ૦

## ભજન ૫૯.

આ કળજુગમાં કોઈ નર ઉગર્યા, ભક્તિ સર્વથી છે ન્યારી;
અસ્થિર મનને સ્થિર કરી સ્થાપો, ભુલ્યા નર થાશે ખુવારી.
પરનારીશું પ્રીત કરીને, થાય નર્કના અધિકારી. આ કળજુગ૦

પતિવ્રતાને પાય લાગતાં, હશે કોઈ નર કે નારી;
સતિ હશે તે સન્મુખ રહેશે,અનેક જન દીધા તારી. આ કળ૦
આપને ગોતો અમર રહેશો, ભોગી નહી બાંધે ભારી;
અંતકાળે તો એકલું જાવું, તેમાં કોઇની નહી કારી. આ કળ૦
આદ્યે મને સતગુરૂને સેવો, દીલડાની દુગજા ટાળી;
જેઠીરામ ચરણે દાસ દેવીયો, સમજી લેજો નરનારી. આ કળ૦

ભજન ૦.

પંડિત પુરાણીરે, કુરાની તમે કયાં જાવો;
ભણીને શું ભાળ્યુંરે, અજ્ઞાની અથડી મુવો;
પોથી વાચી પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય;
કહેણી કહે ને રહેણી ન રાખે, તેણે અર્થ શો થાય;
સામા શું દોડો છોરે, પુઠ તમે ધારી જુઓ. પંડિત૦
ગુરૂ થઇને જ્ઞાન બતાવે, ફોગટ પુંકાવે કાન;
શીશ પાસે સેવા કરાવે, તોય ન આવે સાન;
પ્રેમ પુરૂષ જાણીનેરે, કાયર જેમ લાગે જુવો. પંડિત૦
ટોપી પહેરીને તીલક કર્યાંરે, બેરખા રાખે બે જોડ;
ધોતી ધુવે ને પોતે પખાળે, ખોટો થઈ કહે ખોડ;
માયાના અંધારેરે, અલ્યા તુંતો આથડીને મુવો. પંડિત૦
તીલક તાલ પાખંડ કરે છે, આત્મ ચીન્યા વીના ફોક;
મોતી પ્રતાપે નારણ કહે છે, પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મ નવ જાણેરે, જ્ઞાની આપ શોધી જુવો. પંડિત૦

## ભજન ૬૧.

હું તો તને વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચનોરેજી.
નીચપણું નક્કી નરક લઈ જાય. વારૂ મારા૦
આકડીઆનાં દુધ અતિ ઉજળાંરેજી,
તે પીધે તુરત મૃત્યુ થાય. વારૂ મારા૦
દુધડીયાં મંગાવોરે, ગવરી ગાયનાંરેજી;
સાકર ભેળે સ્વાદ અતી ઘણો થાય. વારૂ મારા૦
બાવળીઓ કંટાળોરે અતિ અળખામણોરેજી,
તેને સંગે અંગને વસ્ત્ર ઉજરડાય. વારૂ મારા૦
આંબલીયાની છાંયારે અતિ રળિયામણીરેજી,
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય.
ગુરૂને પ્રતાપેરે જેડીરામ બોલીઆરેજી,
દેજો અમને સંત ચરણુમાં વાસ. વારૂ મારા૦

## ગોરખનાં ભજન ૬૨.

મનસા માલણીજીરે, ગોરખ જાગતા નર સેવીએ;
જાગતા નર સેવીએ, તુને મળે નિરંજન દેવ— ગોરખ.
પથ્થર પુજે હર મળે તો, પુજુ ગીરીરાય,
ઓ પહાડકી ચક્કી બનતહે, પીસ પીસ જગ ખાય—મનસા
રે માલણુ લાવી કુલડાંરે એનો કળીએ કળીએ જીવ,
એહી પુલ દેવનકુ ચડતરે, દેવ જપો તે શીવ... મનસા.
માલણુ લાવી કુલડાંરે ધર્યાં દેવની પાસ,
એ દેવનમેં સાચ હોય તો કેમ ન આવે પાસ—મનસા.

ટંકણુ દઈ પથ્થર ઘડયો ધર્યો છાતીપર પાય,
એ દેવમાં જો સાચ હોય તો ઘડનારાને ખાય.— મનસા.
એ પથ્થરના દેવને દીજે જલમાં ડાલ,
આપે બુડે તે કોને તારે કોણુ કરે સંભાળ— મનસા.
પુજારાના ઓશીયાળા ઠાકર ઠામે ઠામ,
બંદીવાન મંદિરના ઠાકર કહેવાના ભગવાન— મનસા.
સેવ સુંવાળી રાંધીને ધરી દેવની પાસ,
જમનારો તો જમી ગયો ને દેવને નાવી વાસ.... મનસા.
એક ભૂલ્યો દુજો ભૂલ્યો, ભૂલ્યો સબ સંસાર;
એક ન ભૂલ્યો જોગી ગોરખો કરી ભજન આધાર—મનસા

ભજન ૬૩.

ઉંડો કુવો સંતો જળ વિના નિત્ય ભરે પાણીઆરી,
અસત્ય જુઠું નવ બોલીએ બ્રહ્મા જુવોને વિચારીરે-ઉંડો૦
હેઠે કુંભાર ઉપર ચાકડો તે મેં ફરતાં દીઠો,
કીડી કેશરે નેત્રમાં હસ્તી જાતાં મેં દીઠો— ઉંડો૦
નદી કેરાં નિર ઉલટયાં જઇ પર્વત ચડીઆં,
હરણે પાસો બાંધીઓ બાંહી પારાધી પાડીબા— ઉંડો૦
હેઠે ભમર ઉપર કમળ છે માળી છાબમાં દીઠો,
વેમો પ્રેમલ વાયરો ચૌદ લોકમાં મીઠો— ઉંડો૦
હેઠે ગાગર ઉપર પનીઆરી તે મેં ભરતાંરે દીઠી,
ગોરખ બોલ્યા વિનંતિ વાણી છે બહુ મીઠી— ઉંડો૦

## ભજન ૬૪.

એરણુ અજબ બનાયા મેરા સતગુરૂ,
એરણુ અજબ બનાયા,
આગ મીલા કર એરણુ થાપી,
ઘડિઆ તાર મીલાયારેજી;
ઉલટા પવન ચલાયા. મેરા સત૦
હરદમ હથોડા સુરતા નિસરણી,
શી અકલ અકળ મીલાયા,
કબુદ્ધિ કાંટે કેરાળકળ જલાએહે,
આતમકુ ખુબ તાયા. મેરા સત૦
સત કેરા સાશબ પ્રેમરસ પાયા,
તેં મારી તલપ બુજાયા;
મમતા મારી ભક્ષા વશ કિયા,
આતમકુ સુખ આયા. મેરા સત૦
નાભીકમલપર નાવ ચલત હે,
ત્રિકોટી ધ્યાન લગાયા;
મચ્છંદર પ્રતાપે ગોરખ બોલ્યા,
અમર આરા થપાયા. મેરા સત૦

## ભજન ૬૫.

આંધ પાંખ નહી કાયા, એક પંખી નજરે નહિં આયા.
અજબ શહેરથી હંસા આયા, મોતીડા શું ગાયા;
છઠે માસ ગુરૂ જ્ઞાન બતાયા તમ ગુરૂ અને હમ ચેલા-આંધ૦

વિના પાળ એક સરોવર ભરીયાં નિર નજરે નહિં આયા,
ગુરૂ હમારા બોત રંગીલા ત્યાં બેઠકર નાહ્યા— આંચ૦
મુળ એક તારો વરખડીઆં ડાળ પત્ર પહિછાયા,
ગુરૂ હમારા બહોત જ્ઞાની ત્યાં બેઠકર ફૂળ ખાયા— આંચ૦
એક ગુરૂને પાંચ ચેલા પચીસ જોગણી લાયા,
એક અચંબા એસા હુવા બેટી બાપકુ જાયા— આંચ૦
વિના સુંઢ હસ્તી દેખા પાંઉ નજર જડી આયા;
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા,
એ પંખી નજરે ન આયા— આંચ૦

## ભજન ૬૬.

સોહી માણેક મોરી નજરમેં આયાજી.
જ્યારે દેખું છાયા તેરી રામ,
જ્યારે દેખું દાતા મેરે રામ. સોહિ.
ગવરીનો પુત્ર ગણેશ મનાવોરે,
હેતે હાલ હુલાવો રામ. સોહિ.
બાવન બજાર ને ચોરાશી ચકટાં,
મારા સતગુરૂ રમીઆ રામ. સોહિ.
તલભર તાળાં રજભર કુંચી,
મારા સતગુરૂએ ખોલ બતાયા રામ. સોહિ.
સંસાર સાગર મહા જળ ભરીઓ,
તારૂડે તાર મીલાયા રામ. સોહિ.
બારે દેવલ છોડી કરીને,
દુજા મહોલ બનાયા રામ, સોહિ.

મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા,
ખોજા નરસો પાયા રામ. સોહિ.

### ભજન ૬૭.

અવિચળ કોઈ નહિંરે, મન તુ મકર કોની આશ--ટેક.
સ્વપ્નવત્ સંસાર દીસે, સમજ પદ અવિનાશ. અવિચળ.
આપ મુળને સ્થુલ સૂક્ષ્મ, વૈરાટ ચૌદ લોક,
બ્રહ્માંડ દીસે વણસતું માંડણીમાંહી તે ફોક. અવિચળ.
કલ્પનાએ કહીએરે, વાણીએ કરીએ જેહ,
કાલ કર્ત્તવ્ય જેટલું, ભાઈ અંતે વણશે તેહ. અવિચળ.
સનીપાત શરીરનો સમયે ન પ્રગટ થાય,
ભુવન કેરા ભુપતિને ઘર તજી વન જાય. અવિચળ.
ચાર વરણ ને ચાર આશ્રમ અવસ્થા છે સાર,
તેને અધિકારે ઉપદેશ દેશે ગ્રંથનો એ વિચાર. અવિચળ.
વૈરાગ અંજન ગુરૂ આંજે ત્યારે ઉઘડે આંખ,
પડળ સઘળાં પરાં થાએ શાસ્ત્ર પુરે સાખ. અવિચળ.
અવિદ્યાને ઓળખી વિદ્યાવડે કરે નાશ,
પછી વિદ્યા મુકી મધ્યે ઉપજે સંન્યાસ. અવિચળ.
દૈવંત સઘળું ટાળતાં અદ્વેત થઇ રહે ત્યાંય,
મહા મંત્ર ખરા પુરૂષનો હર્ષથી ગૃહણાય. અવિચળ.
થાતાં તે થાયેરે નહિંરે, જાતાં ઝટ નહિં જાય,
પિંડ પરમાત્મા તે જેમનો તેમ સદાય. અવિચળ.
દેહ ભાવે ન દેખીએરે, આત્મ ભાવે નિત્ય,
ભોળે સમજણ ખુટિયેરે, અનુભવિની રીત. અવિચળ.

### ભજન ૬૮.

હાંરે તેંતો મનુષ્યા જન્મ ગુમાવ્યો,
તેંતો ફોગટ ફેરો ખાયો હે,
નર નામ ન જાણ્યું તેં રામનું— ( ટેક. )
સુઇ સુઇ સારી રેન ગુમાવી,
દિવસ ગુમાવ્યો ખાઈ;
હીરલા સરખો જન્મ ગુમાવ્યો,
હીરો કોડીને બદલ જાય. નર૦
સુખિઆ મરે સુખ સુખ ભોગવી,
દુ:ખીઆ મરે દુ:ખ રોઈ;
જન્મ સ્નેહી છે નેડો રામનો. નર૦
તેણે સુખ દુ:ખ સહીઆં સોઇ,
સુખ દેખી સત રાચીએ, વિપત્ત પડે મત રોય;
સંપત વિપત દોનું એક છે,
કિરતાર કરે સો હોય. નર૦
ઉગ્યા તેતો આથમે, ફુલ્યા સો કરમાય;
ચડે પડે દહાડો નમે, લખ્યું ન મિથ્યા થાય. નર૦
માતા મન જેમ બાળશું, મીન તણું જળમાંય;
ઘડી એક વીછો જો પડે,
તો તલપ તલપ જીવ જાય. નર૦
અનલ પંખીને વેગ ઘણો, ઉડી આકાશે જાય;
દ્રષ્ટિ થકી ફળ નીપજે,
એનો સાર કહ્યો નવ જાય. નર૦

જેસો રંગ પતંગકો, તેસો હે સંસાર;
રામ નામ રંગ એક છે,
રોહીદાસનો પ્રાણ આધાર. નર૦

ભજન ૬૯.

ગુજરેગી ઉમર સારી ધંધેમેં ધ્યાન તેરા,
બાહરે બત્તી લગાઇ, ભીતર રહ્યા અંધેરા. ગુજરેગી૦
સંસાર જાણુ સપને જેસા, હેજી ધનમેં કયું દેરા;
ઉઠ જાગેરે અજાના, તું સુનતા હય કે બેરા ગુજરેગી૦
જીજીકે જોરસેં ચલતા, શિરપે કાલકા હે હેરા
માર ખાયગા મર જાયગા, પછે બોત ધરેગા ફેરા.ગુજરેગી૦
હરદાસ સાફ દીલકે, લીયા સતગુરૂકા સેરા;
એક પલમેં પાર ઉતરે, નામ કયા હય તેરા. ગુજરેગી૦

અંગદેવ દાસ.

ભજન ૯૦.

નુર દુરગાપર વારી ખાવિંદ નિતિની ચડે અસ્વારી
હુકમ કરો તો રહીએ હજુરમાં હેર દુરગા પર વારી-ટેક.
પાંચ તત્વકા બન્યા બંગલા દશમાંહી મેલી બારીજી;
અવિનાશી તો આવેને જાવે જાવે શરણાગીના યારી. નુર.
માયાની સાથે રાજ પણ કિધું તન વીંધાણું ગુરૂ બાણે
ભવ સાગર તારી લીધાં વાલમ તારે વાણે. નુર.
પુરબે તો પીર પોતે પધાર્યો નકલંગ નેજા ધારી
લિલાં ને પિળાં નિશાન ફરકે દરગા ઉપર વારી; નુર.

પ્રીત વિના પ્રેમીઓ જેને ખાંડ લાગે તે ખારી
હેત વિના હરી હાથ ન આવે હેત તણી બલિહારી. નુર.
આત્મ ચીન્હો આત્મા તેણે દીલની કુબજા ટારી
ગંગદેવ દાસ માહુરાને ચરણે અલખલિઓ ઉગારી. નુર.

## ભજન ૭૧.

પ્રભુ વાહાલા પિર પાદશાહ.
ધુન ધણી મેં ધાર્યો, ધુન ધણી મેં ધાર્યો
એવો પ્રગટ પરચો ભાળ્યો,
પ્રભુ વહાલા પિર બાદશાહ—ટેક.
આપ ન સુજે પથરા પુજે આંખલડીએ અંધારો
અંતર જોતી અળગી મેલી દિલવડિઓ શું બાળો–પ્રભુ.
ધોળામાંતો ધુળ લગાડી ખુબ બતાવ્યો ડારો
અઢાર વરણ એક પ્યાલો દુરીજન નજર ભાળ્યો–પ્રભુ.
ગંગદેવ દાસ ચરણું પ્યારી નેનમાં નેન મિલાયો,
મેર કરીને મંદિર પધાર્યા હેતે હરિ ગુણ ગાયો—પ્રભુ.

## તુલસીદાસ.

## ભજન ૭૨.

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકિ ભુજવામ,
પોઢે સુખ સેજ સીતારામ. ટેક.
પ્રભુજીને કનક મંદિર પુષ્પસેજા કોટિ ઉદય ભયભાન,
દેવતા સર્વે ચોકીયે સન્મુખ આયે હનુમાન પોઢે સુખ.
શેષ સ્મરણ કરત નિસદીન ધરત શંકર ધ્યાન,

ગર્વ ભજન રામરાજા સકળ પૂરણ કામ. પોઢે સુખ.
સરજુગ કિનારે અજોધ્યા નગરી જ્યાં બીરાજત રામ,
કૌશલ્યા સુત સેજે પોઢે નવલ સુંદર શ્યામ. પોઢે સુખ.
ચુવારે ચંદન અત્તર અગરજા કનક ડબા ભરપાન,
દાસ તુલસી લેકે ઠાડે મેવા દ્રાક્ષ બદામ. પોઢે સુખ.

## ભજન ૭૩. જમાડવાનું.

જાગો હરિ જગના જીવન પ્રાણ જાગો મારૂં સાચું ઘરેણું શામ.
વિઠલ વે'લા જાગો. ટેક.
માતા જમાડે જાગો કાનુડા ગાંદરે ઉભી ગાય,
સાથ સામા સાદ કરે છે માવેય મેળો થાય. વિઠલ૦
વિઠલ વનમાં મોરલી બોલે સુખે થયું સવાર,
વેદની વાણી બ્રહ્મા વાંચે પૂજાશો પ્રભાત. વિઠલ૦
ચરકલાં ચગ ચગવા લાગ્યાં ચકવા મેળો થાય,
વેણુ વગાડો ધેન ચરાવો ગોપીઓ મંગળ ગાય. વિઠલ૦
દેવિઓ ભગત મુક્તિ માગે દાસ કેરો દાસ,
દર્શન દેજો પ્રસન્ન રહેજો વૈકુંઠ કેરો વાસ. વિઠલ૦

## ભજન ૭૪.

રામને ભજ્યા વિના પ્રભુને ભજ્યા વિના,
જાતી રહી જુવાની— ટેક.
સરોવર દેખી હંસ લીધો વિસામો બાજરે,
આતમ થયો મારો રાજી. ૧
હરિજન હંસલો જાણે ઝાલવા લાગ્યો,

ત્યારે પરદેશી માળોરે પેખી. ૨
જુવાની જાતાંરે તુને કાંઈ નવ સુજયુંરે,
ગડપણુ આવ્યું છાનુંમાનુંરે. ૩
કાળાં મટીને ધોળા આવ્યાં ભાઈ,
આવી મોતની નિશાની. ૪
કંકુવરણી ગયા કામ નહિં આવે,
કેશરવરણા તારા નુર. ૫
મુવા પછી તુને સળગાવી દેશે,
ત્યારે ઉડી જાય છે તારી વાણી. ૬
જરા પોંસીને તુને જમડાએ ઘેર્યો ભાઇ,
રે વાંસે આંસુડાની હેલી. ૭
જોધા પ્રતાપે ભણે ભગવાનદાસ,
રંગ તોરીઆમાં રેલીરે રામ. ૮

## ભજન ૭૫.

રૂઢડા રામને મનાવો ગુણુપતિ દેવને મનાવોરે હોજી,
જીરે સાયર જળરીઓ. ૧
રાજા કુડા એની પ્રજા હુંડી,
કુડા કળજુગના મેહુલિઆ. હો જીજીરે૦ ૨
નર કુડા જેની નારીઓ કુડી,
કુડા કળજુગના નેડા હો. હોજીજીરે૦ ૩
કાસર સોમીમાં ખિજમતવાલો,
પણ જોતરિએ આડાં લાવો હો. હોજીજીરે૦ ૪

આશ સમુદ્રમાં મીઠી એક વીરડી,
ભવસાગરમાં કુડા હીશ હો. હોજીજીરે૦ ૫
કે પાલણુશી નુગરા વન ફેરવો,
અમીરસ ઘોળી ઘોળી પીવો હો. હોજીજીરે૦ ૬

## કુંભારાણાનું ભજન ૭૬

એ ભલો ભલો મેવાડનો રાજા રાણો કુંભોજી
કુંભાને સરીખોરે હરિજન હેતે મળોરેજી
ઓત્રા ખંડમાંથી ચારણ આવ્યોરે હાં
અને આવ્યો આવ્યો કુંભા છોરે મોલરે એ ભલો૦
રૂપુ માગો તો ગઢવી સોનું આપુરે હાં
અને આલુ આલુ ગરથને ભંડારરે. એ ભલો૦
સોનું રૂપુ મારે અંત ઘણેરૂ રે હાં
હું માગું કુંભા તારી રાણીરે. એ ભલો૦
અસત બોલું તો મારૂ સત હાઈરે હાં
અને સુનળ સુના મોલ તમારારેં એ ભલો૦
સાંજ પડી સતીએ દીવડીયા રચાવ્યારે હાં
અને મોલે આવ્યો ગઢવી ચારણરે. એ ભલો૦
હરતા ફરતા ગઢવી વેણુ લાવ્યાંરે હાં
અને જ્યારે જુવે કુંભોરાણોરે. એ ભલો૦
સવાર પડીને ચોરે ચારણ આવ્યોરે હાં
અને સુતો માલાને જગાડયોરે. એ ભલો૦
કરજોડી ગઢવી પાય લાગ્યોરે હાં

અને સાચું સાચું ધરમ તમારૂંરે. એ ભલો૦
માલદેની કુંવરી સતી લીલાવતી બોલ્યારે હો
અને મારા હરીભજનનો અમરાપરમાં વાસરે. એ ભલો૦

## ભજન ૭૭

કુંભારાણા આપણે સાયબે જ્યારે સૃષ્ટી રચાવીને
જ્યાં આઠ કુળ પરવત નવ કુળનાગ.
સતની દેરી મેઘ ધારવે ગરાઇહેજી
ત્યારે નુરીજન પોહોચ્યા સોઇ નરવાણું
સતવિશ્વાસે સહાય મુની સીધારે હોજી. ટેક
કુંભા રાણા દીલ્લીનો સંઘ જ્યારે દ્વારકાં ચાલ્યો હેજી
ટકો આપ્યો રોઇદાસ ચમાર-
સોનાની ચુડીએ સતીએ હાથ ગરાયો
ચુંદડી નોડીઓ આવ્યા આપો આપ. સત વિશ્વાસે૦ ૨
અને કુંભારાણા સઘરે જેસંગ નવાગ્રુ ગળાવીઆં
પાણી નાવ્યાં ટાંક લગાર.
મેઘ માયરે જ્યારે કાયા હોમાવીહેજી,
ત્યારે પાણી ભરે સોઇ પાણીઆર. સત વિશ્વાસે૦ ૩
અને કુંભારાણા રૂષી માતમ ઘરે જામો રચાવ્યો,
ત્યારે પાટે પધાર્યા રૂપાદે નાર;
કનક થાળનો કીધો વાલે કરંડીઓ,
હેરણાં હેરે માલદેરાય. સત વિશ્વાસે૦ ૪
અને કુંભારાણા પોકા રંગમાં પીર રામદે સીધારેજી,

સાથે સીધ્યાં તોળલદે નાર;
દેવળ ચણાવી ધરમની ધજા બંધાવીજી,
અને ધન્ય ધન્ય અજમલ ઘર અવતાર. સતવિશ્વાસે૦ ૫
અને કુંભારાણા ઢેલડી નગરમાં ત્રણ સુની સીધારેજી,
રાવતો રણુસી ને ખીમડો કોટવાળ;
કાશીએ જઇને કરવત મેલાવીઆં,
બાણુ છોડાવ્યાં ચૌદ હજાર. સત વિશ્વાસે૦ ૬
અને કુંભારાણા આપણે ધણીએ,
જ્યારે જગન રચાવીઓજી;
ત્યારે પાટે પધાર્યો નકલંકી રાજ,
મેઘ માકરો શબ્દ દાખવે,
સોઇ સંતનો અમરાપરમાં વાસ, સત વિશ્વાસે૦ ૭

શીરદાસ ૭૮.

જીરે સંતો આજ મંડપમાં આનંદ વરત્યોરેજી,
તમે જતીરે સતિ મળી જાગોરે;
હે સંતો પ્રેમે ગુરૂજીના ચરણ પખાળોજી,
તમ મનરે વસ્તાં ફળ માગોરે હે સંતો આજ મંડપમાં—ટેક
જીરે સંતો પ્રથમ પારવતીએ શંકર પુજ્યાજી,
ઇતો નીજીયા ધરમને માટેરે;
જીરે સંતો ધન ધન માતમ બીજ ધરમનાં,
ઇતો સાટવીચું ચીરને સાટેરે,
જીરે સંતો બ્રહ્મા બ્રહ્માણી આવ્યાજી,
ઇતો પરમાર્થે પરવરીયોરે;

હે સંતો હંસલો ગીતાનો હારદ લછનેજી,
જતો ધરમ લાખેણાને વરીયારે;
હે સંતો ઇંદ્ર ને ઇંદ્રાણી પોતેજી,
જતો ઓળખીયા આદ સ્વામીરે.
હે સંતો અભેદાન ઇંદ્રને આપ્યાંજી,
ત્યારે વિષયની વેદના વામીરે.
હે સંતો વૈરોચન બ્રહ્માની પાસેજી.
કુડો ધરમ કુદેમાં ધારેરે,
હે સંતો પાછો વળીને પુછી ન જોયુંજી;
જતો હાથે કરી ભવ હાર્યોરે,
હે સંતો ભક્તિ ભોળાપણુ કોઇ ન ચાહેજી;
તમે ખોજી શકો તો ખોજોરે.
હે સંતો શીરદાસ કે આ છેલ્લો જન્મ છે,
એ તો જોગ મળે તો જોજોરે.

## કબીરનાં ભજન ૭૯.

રામ નામ જબ જાણો સંતો રામ નામ સબ જાણો. ટેક.
આતમ તત્વ પિછાણો, સંતો રામ જબ જાણો;
પૃથ્વી તેજ પવન ઓર પાની, ચારે ગગન સમાણો. રામ.
કોણ મરે કોણ અવતરે ભાઈ, કોણ જીતે કોણ હારે;
જલદી લહેરી જળસેં ઉપની, કોણ તારે કોણ મારે. રામ.
કાયા કુંભ લે જળમાંહી ધારયા, બાહેર ભીતર પાણી;
ફુટી કુંભ જલસેં ભરીઆં, સો ગત બીરલે જાણી. રામ.

હરિ અથાગ થાહુપે પાયો, સાહેર સુરતા સમાણીરે;
ધીંમર જાળ ડાલે કહા કરહી, મીનહી હો ગયો પાવી. રામ.
ગુરૂબીન જ્ઞાન રામ બીન બોલે, મિથ્યા વાદ કહાવે;
કહે કબીર મુંગેકી સમસા, મુગા હોયસો પાવે. રામ.

## ભજન ૮૦.

જા ઘર કથા નહીં કીરતન નહીં, સત નહીં મીજમાના;
વા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમસાના જા૦
ફુલ્યો ફુમરો કહાહી રતહે, કહા દીખલાવત અંગા;
એક પલમાં ફના હોજાયગા, જેસા રંગ પતંગા. જા૦
નાભીકમલસે નાત ચલતહે, દવાદસ મીન ઠેકાના;
અધર તખ્તપર દેખા તમાસા, સોઈ સતગુરૂકી સાના.જા૦
વેદ વેરાગે ગુરૂગમ જાગે, સતગુરૂ નામ નીશાના;
સાધુ જનકી સેવા ન કીની, કીસ વીધ હોય કલ્યાના.જા૦
મેરી મેરી કર કર મુરખ, મિટો નહીં માન ગુમાના;
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, કીસ બીધ હોય કલ્યાના.જા૦

## ભજન ૮૧.

સંતો ભાઇરે ઉન ઘરકી મોસે સત સમજાયો,
જ્યાં ઘરસે બ્રહ્મા આયાજી. (ટેક).
સંતો ભાઇરે કાયા છોડ ચલે જબ હંસા,
તવ જીવડા કહાં જાઇ સમાયાજી. સંતો૦
સંતો ભાઇરે કોઈ પુજે શીવ શક્તિકું,

કોઇક પીર મનાવરેજી;
સંતો ભાઇરે અલખ પુરૂષકી આદ ન જાણે,
ફોગટ ફેરા ખાવેજી. સંતો૦
સંતો ભાઇરે બ્રહ્મા વિષ્ણુ મહાદેવ સ્વામી,
પથ્થરા નામ ધરાયાજી;
સંતો ભાઇરે ઉન પથ્થરેકું કાલ ન વ્યાપે,
સુના મર મર જાવેજી. સંતો૦
સંતો ભાઇરે ઘડી આ દેવલકું સબ કોઈ માને,
અણઘડ ન માને કોઈજી;
સંતો ભાઇરે નુરત સુરતસેં જો કોઈ માને,
નિરભેકા ફળ સાયેજી. સંતો૦
સંતો ભાઇરે ઘાટ વઇરાટ કછું બીન હોતા,
પુરણ હુતી માયાજી;
સંતો ભાઇરે અજબ રજબ દોઈ નેના બીન હોતાં,
તબ જીવડા કહાંસે આયાજી; સંતો૦
સંતો ભાઇરે મેં મેરી મમતાકું માર હટાયા,
તબ જાઈ સુક્ષ્મ પાયાજી;
સંતો ભાઇરે સુરતા સોહાગણ ચરણ જોઇ લોટી,
તબ જાય પ્રીતમ પાયાજી. સંતો૦
સંતો ભાઇરે સાધન સમજ મન મેરા,
ગુરૂગમસે ભેદ પાયાજી;
સંતો ભાઇરે કહેત કબીર અલખ અવિનાશી,
યમકે સંકટસે છોડાયાજી. સંતો૦

## ભજન ૮૨.

રામ ભક્તિ તેં કર્યું નહીં સાધી,
તે કેમ ન મુવા જીવ અપરાધી. (ટેક).
ધરી મનખા દેહ જગમેં વીગોઈ,
પુત્ર પહેલે વાંઝી મા કર્યું ન મુઇ. રામ૦
ગર્ભ ભજન કર્યું ન મોઈ તેરી માઈ,
જેણે ન સેવ્યા હોયે રઘુરાયે. રામ૦
શુનકાકો બેટા બાપ કીનહીંકું કહેવે,
ગુરૂ વિના જ્ઞાન ચેલા કીનહીંસે લેવે. રામ૦
કહેત કબીર સુનો સુંદર રૂપા,
રામ ભજન બીન પડો જબ કુપા. રામ૦

## ભજન ૮૩.

બંગલા ખુબ બન્યા મહારાજ, જ્યાંમેં નારાયણ બોલે ટેક
ઇસ બંગલેમેં દશ દરવાજા, બીચ પવનકા થંભા;
આવત જાવત કોઈ નવ દેખે, એહી બડા અચંબા. બંગલા૦
ઇસ બંગલેમેં બાજાં બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે. બંગલા૦
હાડ ચામકી દેહ બનાઇ, તામે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ ચડાયા. બંગલા૦
પાંચ પચીસેક પાતર નાચે, મનુવા તાલ સજાવે;
સુરતકી નુરતકી મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે. બંગલા૦
રોમ રોમથી છોય બસાઈ, ત્રણ ગુણકા ગાલા;
કહેત કબીર સુનો ભાઈ સાધુ, ચેતન સુનવાલા બંગલા૦

## ભજન ૮૪.

રામ ભજનસે લાગરે વીરા કબીરા,
કબકા ભયા વેરાગી જી હો હો હોજી—હો૦
ચંદાબી નહોતા ને સુરજબી નહોતા રે હો હો હોજી
મોતા નવ લખ તારારે વીરા૦
મહાદેવજીકા જનમ બી નહોતા રે હો હો જી,
ને દનકા લેખ હમારારે. વીરા૦
ધરણી નો'તી કયાં જનમ ધરૂં ગોરેજી,
નીર નહોતાં કયાં ના'વું રે. વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પાવ ધરૂં ગોરેહેજી,
અખંડ હોય ત્યાં જાવું રે. વીરા૦
અઘોર અંધકારમાં કાંઇ નવ સુઝેરેજી,
નો'તા ગુરૂ નો'તા ચેલારે. વીરા૦
તે દીનકી મુંડ મુંડાવી રે હે જી,
તે દીના ફેરૂ એકીલા રે. વીરા૦
પે'લા જુગમાં પતર પાવડી લીધાંરે હે જી,
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
ત્રેતાજુગમાં હાડબંધ બાંધ્યારે હે જી,
કળજુગમાં ઝોળી ઝંડા રે. વીરા૦
સહેજ સહેજે ગુરૂ ચેલા મળીઆ રે હે જી,
ગુરૂ મળ્યા રામાનંદારે. વીરા૦
કહેત કબીરા સુણો સાધુ રે હે જી,
આજ ભયા આનંદારે. વીરા૦

## ભજન ૮૫.

રામ સમર રામ સમર, રામ સમર ભાઇ;
રામ નામ સુમર બીન, બુડત ભવ માંહી. ટેક૦
બનિતા સુત દેહ ગેહ, સંપતિ સુખદાઈ;
ઈનમેં કછુ નહીં તેરો કાળ જાત ખાઈ. રામ૦
અજામેલ ગજ ગણિકા,પતિત કર્મ કીને;
સોબી ઉતર પાર પડે, રામ નામ લીને. રામ૦
સકર કુકર યોની ભ્રમત અબ કયું લાજ ન આઈ;
રામ નામ છાંડ અમૃત, કાહેકું વિખ ખાઇ. રામ૦
ધર્મ કર્મ તજી કુકર્મ, રામ નામ લેહી;
ગુરૂ પ્રસાદ સુન કબીર, રામ કર સનેહી. રામ૦

## ભજન ૮૬.

અબ તુમ કબ સમરોગે રામ
ગર્ભ કુલીસે જપ તપ કીને
નીકલ હુવા બેઇમાન અબ૦
બાલપનો હંસ ખેલ ગુમાયો,
તરૂન પનમેં કામ. અબ૦
હાથ પાંવ જબ કાંપન લાગે,
નિકલ ગયે અવસાન. અબ૦
જુઠી કાયા જુઠી માયા,
આખર મોત નિદાન. અબ૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ,
જીવડા દો દીનકા મીજમાન. અબ૦

### ભજન ૮૭.

ખલક સબ રેંનકા સપના
સમજ મન કો નહીં અપના. ટેક૦
કઠણુ હે લાભકી ધારા,
બહે સબ જાત સંસારા. ખલક૦
ઘડા જ્યું નીરકા ફુટયા,
પતા જ્યું ડારસું તુટા.
એસી નર જાન જીંદગાની,
સમજ મન ચેત અભીમાની. ખલક૦
ભુલયો મત દેખ તન ગોરા,
જગતમેં જીવના થોરા.
તજો મદ લોભ ચતુરાઇ,
રહો નીસંક જગ માંઇ- ખલક૦
કુટુંબ પરીવાર સુત દારા,
ઉસી દીન હોયગા ન્યારા.
નિકલ જબ પ્રાન જાવેગા,
કોઇ નહીં કામ આવગા ખલક૦
સદા મત જાનો એ દેહા,
લગાવો રામસે નેહા.
કાટેગી જન્મકી ફાંસી,
કહે કબીર અવીનાશી. ખલક૦

### બાપુનાં ભજન ૮૮

પાણીનો ખેલ બનાવ્યોરે,

એની કહીએ અકલ ઘણી,
સહુથી રમનારો રે;
શોભા તો એના નામ તણી. ટેક૦
ખરૂં એ પાણીને ખોટું એ પાણીને,
પાણી અપીણીને ખાંડ;
એ પાણીથી થયાં નર નારી.
એ પાણીથી બ્રહ્માંડ.
પાણીનું બન્યું મોતીરે,
પાણીની બની હીરાકણી. પાણી૦
પાણીની અમુલ્ય કાયા બનાવી,
હાડ ચામ લોહી માંસ;
પાણીનાંરે પશુ પંખી બનાવ્યાં,
પહાડ પથરને ચાસ
પાણીના હાથી ઘોડારે,
પાણીની સાલ પામરી બની, પાણી૦
પાણીનારે પચરંગ બનાવ્યા,
અઢાર જાતનાં રે અન્ન,
હુંથી ન્યારો મારો સાંઈ બીરાજે,
તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનોરે,
સતા તો આત્માની ઘણી. પાણી૦
અંક્ષરાતિ અક્ષર બ્રહ્મ નિપાવ્યા,
તે અક્ષરથી નરને નાર;

ઓંકારથી ત્રણુ ગુણુ નીપાવ્યા,
એ અઠાવીસ નીરધાર,
ઓગણુત્રીસમા મહા વિશ્નુ રે;
ત્રીસમા બાપુ ગાય ભણી પાણી૦

ભજન. ૮૯

નામ જેણે જાણ્યું રે તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બન્યો–ટેક૦
બત્રીશ આભ્રણ અંગે ધરી નારી, નાક વિના સો શણગાર;
કવીએ જો આપનું આપ ન જાણ્યું તે કેમ કરી ઉતરે પાર,
સાર કયંથી મળશેરે, ભણ્યો ખરો પણ ગણ્યો નહી. નામ૦૧
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પુરી થાશે આશ.
કેને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ૦ ૨
નામ ગુણુને રૂપને નાશ, વળી ચોથું પદ અવીનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે, તેને કહીએ હરી તણો દાસ,
કઠણ કર્મનો રે સંશય એક પળમાં હણ્યો. નામ૦ ૩
ગરીબી રાખી નમે ગુરૂને, ચાહો કરો શબ્દનો તોલ;
આપણુ થકી જો અદકો મળે તો, તેનો ધારણુ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુરે, અનામી નામ પોતાનો બન્યો. નામ૦૪

ભજન ૯૦.

કામ ક્રોધ ઓર લોભ મોહકો, જોજન દુર ભગાવે;
ઈસમે કુચ્છ સંદેહ નહી હે, મોક્ષકી પદવી પાવે. કામ૦
ભવસાગરકા કઠીન હે તરના હરકોઇ ગોથે ખાવે,

જ્ઞાનકી બેડી સતકી બલા, નિશ્ચય પાર લગાવે. કામ૦
જબ ઈશ્વર કૃપા હોવે જ્ઞાન નેત્ર ખુલ જાયે,
કપટ દંભકા ધુલે મૈલ સબ, શુદ્ધિ મનમેં આવે. કામ૦
રાત અંધારી આધી ચલતી, ડગર હાથ નહીં આવે;
અગવા અપના કરો જ્ઞાનકા, જીતેમેં રાહ બતાવે. કામ૦
ઈધર ઉધર કયોં ફીરે ભટકાના, કયોં મનકો ભટકાવે;
જગત પીતા પર નિશ્ચે હો તું, મન સ્થીર હોજાવે; કામ૦
ઇશ્વર ભકિત કર રાત દીન, ઉસીમેં ધ્યાન લગાવે;
ઉસીસે નિશદિન કરે યાચના, મન મંગા ફળ પાવે. કામ૦
વૈદક ધર્મ ગૃહન કરે ઓર વૈદક ચલન બનાવે;
એક ઇશ્વરકી રહે ઉપાસક, તબ પર મુકિત પાવે. કામ૦
સત્યકા સેવન જે કોઇ રખે શુદ્ધ ચિત હો જાવે;
ઈસિકે બીજાના નહિ ચિત શુદ્ધ હો
કીત નારી ગંગા નાહાવે. કામ૦
અજય અમર જો અવીનાશી હે, ઉસીસે પ્રીત લગાવે,
ઉસીકા કેવળ રહે ઉપાસક, અક્ષય સુખકો પાવે. કામ૦

ભજન ૯૧.

વાણી વાણીરે મારા સતગુરૂની વાણી,
જીતવા પરણાવી બાપે મુઓ ઘેર આણી–ટેક૦
ખીલો દુજે મારે ભેંસ વલોણે
સસરો પારનીએ ને વહુજી હીંચોળે
ખેતર પાકયું રે રખવાળાને ખાધો
ઉલટો મરગલે પારાધીને બાંધ્યો વા૦

હેઠે હાંડી ઉપર ચુલો ચડીઓ
જળ કેરી માછલીએ બગવાને ખાધો વા૦
આભ વરસેરે જમીન પરમે
નેવાંના નીર તે મોભેજ ચડશે, વા૦
બાવો બોલ્યારે મછંદરકો પુત
મેલી મમતાને ભયો અબધુત. વા૦

ભજન ૯૨.

રાગ કાફી.

ટીટોડી કહે તજીએરે,
ભુમી ઉપર ભાર થશે;
અને અઢાર ક્ષોણીરે હળ તો અટવાઈ જશે. ટેક૦
ભોમી તજી જઇ વ્યોમી વસીએ,
પણ ભાવિસ્થિતી નવ ભુલે.
કૃષ્ણ કર્યું તે કોઈથી ન મટે,
શું ડહાપણમાં ડુલે હજુર હુકમથીરે,
હોનારૂં તે સહેજે હશે, ટીટોડી૦
રામ પ્રગટીને રાવણ રોળ્યો,
જળમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણમાં લુટાવી,
વીભીક્ષણ કર્યો ભુપાળ,
વિશ ભુજ વીઢયારે,
છેદ્યાં મસ્તક દશે. ટીટોડી૦
પ્રહ્લાદજીની પ્રતિજ્ઞા પાળી,

ને હરણ્યાકશ્યપકું હણ્યો.
નરસીંહ રૂપ ધર્યું મારે નાથે,
બ્રહ્માના વરને ન ભણ્યો,
હાપેક્ષ સર્વે દેહુરે.
ઉગરે નહીં ઉપાય કશે. ટોટોડી૦
ગજ ઘંટ નાંખીને ઈંડાં ઉગાર્યાં,
પક્ષીની કરી પ્રતીપાળ.
નરસીંહ નર સર્વથી સમર્થ,
રીજે કીજે રખવાળ;
ભાળ મને લાધીરે,
હરી જેના મનમાં વસે. ટોટોડી૦

ભજન ૯૩.

કર મન ભજનનો વેપાર,
ભજનનો વેપાર.
ધણી તારા નામનો આધાર કર૦
પ્રથમ સમરૂં સારદ,
ગણુપત લાગું પાય.
દેવના ગુરૂ દેવ સમરૂં.
મને જ્ઞાન જ્ઞાન બતાવ. કર૦
જેની દીશાએ મારો જીવ નહીં,
માન મટતું જાય.
અમૃત પ્યાલા સભર ભરીયા,
દેખતાં વીખ ખાય. કર૦

કાગ વાણી છોડ બાયલા,
હંસની ચાલે ચાલ.
પાંજરામાં પંખી બોલે,
તેમ રામશું લે લાવ. રામ૦
માયલામાં ભાવ રાખો,
હેત રાખો ધાર.
નુગરા નરશું દુર રહેતાં,
જોઇ એનો તાર. કર૦
પાંચ સાત નવ બાર કરોડ,
તેત્રીશ તું અવતર.
રાવત રણુશી બોલીઆ,
મારા ગુરૂ બેડલો તાર. કર૦



આરતી પ્રસાદીની.

ગુરૂજી મારા પુરણામાં પ્રસાદી,
એવા અજન અવીનાશીરે સંત પધારીયા;
તમપર વારીરે અલક પધારીયા
ગુરૂજી મારા પ્રેમના પાટ ઢળાવું
રૂડે નવલખીએ નવરાવુંરે. સંત૦
ગુરૂજી મારા ધુપ ધ્યાન આરતી ઉતારૂ,
રૂડે મોતીડે વધાવુંરે, સંત૦
ગુરૂજી મારા જે ઘેર સંતજ બોલે,
તે તો અમરાપરને તોલેરે. સંત૦

ગુરૂજી મારા કરજોડી રહીએ સામા
હરી ચરણે ગંગારામારે. સંત૦

## દશ અવતારની આરતી.

પદ ૧.

જેણે નારાયણ નામ ના જાણ્યું,
તેણે જનુનીનું દુધ લજાવ્યું.
લક્ષ ચોરાસીના ફેરા ફરી આવ્યો
માંડ કરી મનુષ્યાદેહ પામ્યો. જેણે.
આઠે પોહોર નીદ્રામાં ઘેરાણો,
હરી રસ હીરલો હાથે ગુમાવ્યો. જેણે.
મીથ્યારે સુખમાં મુરખ શું વળગ્યો.
રામ ભજન બીન સબ દીન ખોયો. જેણે.
ધન ને પુત્ર તે વાદળ કેરી છાયા,
ઉડી જાશે હંસલો ને પડી રેહેશે કાયા. જેણે.
સાતે સમુદ્ર ફરી ફરી આવ્યો.
આરે આવીને નાવ ડુબાવ્યું. જેણે.
રામચંદ્ર અજોધાના સિંધુ.
તુલસીદાસકો ત્રાસ મીટાયો. જેણે.

પદ ૨.

જોને વીચારી જીવ હ્રદયમાં,
મરવું તે તો સહી;
કાળ ઝપાટો કારમો આવશે,
બુઢા બાળક જાશે વહી. જોને૦

જાયા તે તો જાવાને કાજે,
ઠાલી સોચના શી થઇ;
મોટા મોટા રાજા વહી ગયા,
તેની ખબર આવી નહી, જોને૦
ઉંચી મેડી ને હાટ હવેલી,
એવી બાબત પડી રહી;
પુન્યને અર્થે પાઇ ન વાવરી;
એની ઠાઠડી ઠાલી ગઇ. જોને૦
કંચન જેવી કાયા તારી,
રજ અડવા દેતો નહીં;
શહેર છોડી સમશાને સુતો,
તારી ગોંદરે ભસ્મ થઈ. જોને૦
હરી ભજો તમે હકેથી ચાલો,
એવી વેદમાં વાણી થઈ;
સુરશ્યામ કહે જેણે હરી ભજ્યા,
તેની જગતમાં જીતો થઇ. જોને૦

પદ ૩.

રામબાણ વાગ્યાં હોય તે જાણે,
હરીનાં બાણ વાગ્યાં હોય તે જાણે.
ધ્રુવને લાગ્યાં પ્રેલાદને લાગ્યાં,
તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં,
તો વંચાયા વેદ પુરાણે રામ૦

મોરધ્વજને હરી મળવાને આવ્યા,
તો હરજી આવ્યા ઠેકાણે;
મુસ્તક ઉપર કરવત મેલ્યાં,
તો સ્રીને પુત્ર બે તાણે. રામ૦
મીરાંબાઈ ઉપર કોપ કરીને,
રાણોજી ખડગજ તાણે;
ઝેરના પ્યાલા ગીરધરજીએ આરોગ્યા,
તો અમૃત કર્યાંરે ઠેકાણે. રામ૦
નરસીમે'તાની હુંડી સ્વીકારી,
ખેપ ભરી શરે નાણે;
અનેક ભક્ત ને એણીપેરે ઉગાર્યા,
તો ધનો ધીરજ આણે. રામ.

પદ. ૪

આજ ગયાતાં અમે રામ ભુવનમાં,
પ્યાલી મેરે રસ પાયો, હરી રસ પુરણ પાયો.
પહેલો પ્યાલો મારા ગુરૂજીએ પાયો,
બીજે પ્યાલે થઇ છું ઘેલી;
ત્રીજે પ્યાલો મારે રોમ રોમ વ્યાપો,
ચોથે પ્યાલે ચકમાં ચુરરે. હરીરસ.
મોટા જોગેશ્વર એનો મર્મ ન જાણે,
તે મારા મંદીરીયામાં માલે. હરીરસ.
સવા સુવાસણ મારા પ્રભુજીની પાસે,
અખંડ એવાતણ હરીએ આપ્યો. હરીરસ.

રસીયા સંગાતે અમે રંગભર રમતાં,
દેહનાં દુખડાં સરવે દહતાં. હરીરસ.
વલભના સ્વામી અમને શરણે લેજો,
ભજનાં સુખડાં અમને રસ દેજો. હરીરસ.

પદ ૫

સુખ કયાં ન જાય સત્સંગનાંરે,
અંગ ઓઢે શીતળ થાય. સુખ૰
સુખ બ્રહ્મલોકથી ભારે ઘણુંરે,
વૈકુંઠથી વધતો જાય. સુખ૰
સુખ ઈંદ્રપુરીશી અધિક છેરે,
એનાં વેદ કરેછે વખાણ. સુખ૰
જેને અડસઠ તીરથ ઘર આંગણેરે,
ત્યાં હરીજન હરીરસ ગાય. સુખ૰
જેને આશા તૃષ્ણા ઘણી ઇરષારે,
સતસંગથી અળગાં થાય. સુખ૰
દાસ રતનો કહેછે સતસંગનેરે,
ભય લક્ષ ચોરાસીનો જાય. સુખ૰

પદ ૬

સીતા રામ સમર ઘડી ઘડી,
કાયા કાલ જાશે પડી.
રાત દીવસ રળતો ને ખપતો,
ધંધો કરતો ઘડી;
બાળપણામાં સમજ્યો નહી ,

તારી મહેનત માથે પડી. સીતારામ૦
પોઢતો પલંગે ને ઓઢતો પામરી,
અલ્પ સુખમાં સુઇ રહ્યા
તારી જમે જાય છે ઘડી સીતારામ૦
સોનાની ચાખડીએ ચડતોને,
હીરલા રત્ન જડેલ;
એવા કરૂંકી ફોજુવાળા,
જમડા જાશે જડી સીતારામ૦
જભા જલાસે નાડુ છુટાસે,
નાડીએ નીર નહી ઉતરે નહી;
હજાર વીંછીની વેદના થાશે,
ચોઈ દશે આવશે ચડી. સીતારામ૦
ખુટલ ધન તેં ખર્ચ્યું નહી ને,
દાટયું રહેશે ઘડી;
દાસ ધીરો કહે સોય દડ દીઠા,
કોઇ બાંધી ગયું નહી ગાંઠડી સીતારામ૦

પદ ૭

લેતાં લેતાં નારયણનું નામ, દુનિયા લાજે છે.
હરીમંદીર જાતાં પાવલીયા દુખે,
ફરી વળે છે આંખું ગામ. દુનીયા૦
જમડો થાય ત્યાં દોડી દોડી જાય,
ભુલી ગઇ ઘરડાનાં કામ. દુનીયા૦
સતસંગ કરતાં લંછન લાગે,

ચરચા કરે છે બધું ગામ. દુનીયા૦
બાઇ મીરાં કહેછે પ્રભુ ગીરધરના ગુણ,
તમને ભજીને થઈ છું ન્યાલ. દુનિયા૦

પદ ૪

ગોકુળમાંરે પધાર્યો ગોવિંદ, કે નંદજીને ઘેર વધામણું;
નંદજીએ કંચન પાટ ઢળાવીઆ,
મોતીનારે પુરાવ્યા ચોક. કે નંદજી૦
નંદજીએ વેગે વીપ્રને તેડાવીઆ,
બોલવરાવેરે જદુપતિનાં નામ. કે નંદજી૦
કહે છે કૃષ્ણ કોડીલો નામ પાડજો,
એવે નામેરે મોહ્યાં જસોદાનાં મન. કે નંદજી૦
નંદજીએ હેમનાં દાન અપાવીયાં,
વસ્ત્રના વરસાવ્યા વરસાદ. કે નંદજી૦
નંદજીએ વેગે વીપ્રને વીદાય કર્યો
જાણે ચાલ્યારે મોટા મુનીવર દેવ. કે નંદજી૦
ગોકુળમાં વાજીંત્ર વાગીયાં,
મથુરામાંરે ગડગડીયાં નીશાન. કે નંદજી૦
હું તો જાઉરે વલ્લભસુતને વારણે,
બલીહારીરે ગાય માધવદાસ. કે નંદજી૦

## સમાપ્ત.

—✻—

# જાહેર ખબર.

ભકતશીરોમણી ભજનોનો સંગ્રહ કિં. ૦-૮-૦

સત્યવાન સાવીત્રી અને જસમા ઓડણ કિં. ૦-૫-૦

ચતુર સુંદર ( બાર ભાગ )—રસીક મરજીઓથી ભરપુર કિં. ૦-૧૨-૦

હોથલ પદમણી-પતિવ્રતા સ્ત્રીઓ માટે ખાસ વાંચવાલાયક પુસ્તક કિં. ૦-૧૨-૦

છેલજરાર સતી મુમના કિં. ૦-૧૨-૦

પારસમણી ભજન સંગ્રહ. કિં. ૦-૮-૦

એ સિવાય અમારી પાસેથી તમામ જાતના પુસ્તકો વારતાઓનાં-નાટકોનાં-ભજનોનાં તેજ નિશાળમાં ચાલતાં પુસ્તકો સામટાં તથ છુટક મળશે.

તમામ જાતનાં પુસ્તકો છાપનાર
તેમ કીફાયત ભાવે વેચનાર

બુકસેલર મંગળદાસ જોઇતારામ

રીચીરોડ અમદાવાદ.

—⁂—